સુધરેલી રીત મુજબ.

વર્નાંકયુલર ટેકસ્ટ બુકસ રીવિઝન

કમિટીએ તૈયાર કરેલી

---

# પહેલી ચોપડીના અર્થ.

કવિતાની સમજુતી, અઘરા શબ્દો, જોડાક્ષરો, ડ્રીલ.

રચનાર મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મગનલાલ મોતીરામ.

---

સુધારેલી તથા વધારેલી આવૃત્તિ ૫ મી.



અમદાવાદ "જયન્તિ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

સને ૧૯૦૭ સંવત ૧૯૬૩

કીંમત બે આના.

# પહેલી ચોપડીના અર્થ.

### પાઠ ૧ લો.

દિવાળી=આસો વદ અમાસ, વરસનો છેલ્લો દિવસ.

અક્ષર=હરફ. દસ્કત.

આંગણામાં=બારણા આગળ.

ઘરેણાં=દાગીના, જણસો

પટાકડા=ફટાકા

લીંપેગુંપે=છાણ મટોડીથી ઓપાટ દે

દારૂખાનું=આતશબાજી

સંજેરી=ધારી; સાંજાવાળો પદાર્થ

લુગડાં=કપડાં

નિશાળ=ભણવાનું ઠેકાણું

રજા=છુટ્ટી

રાજી=ખુશી

છોડી=છોકરી

પાછી વળી=ફરી

ભેગી=સાથે

ધોળે છે=ચોપડે છે, છાંટે છે.

ઘુઘરા=ઘુઘરાના આકારનો ઘઉંનો બનાવેલો ગળ્યો પદાર્થ

સાથીઆ=ચુનાની ફાક વગેરેનાં કાઢેલાં ચિત્ર

સારૂં સારૂં=ગળ્યું ગળ્યું

જમવાનું=ખાવાનું

ફોડે છે=સળગાવે છે

સૌ=બધા

ગીત=રાગથી ગાવું તે

ઘરઘર=ઘેરેઘેર

ફડફડ=પડાપડ

હરખ=આનંદ, ખુશાલી

માય=સમાય

**સમજુતી**—દિવાળીના દહાડામાં ઘેરે ઘેર દીવા સળગે છે; અને પટાકા પડાફડ ફુટે છે તેથી છોકરાંઓ ઘણાં ખુશ થાય છે.

### પાઠ ૨ જો.

વાર=દિવસ

કચેરી=કોરટ

મુસલમાન=મહમદ પેગંબરનો ધર્મ પાળનાર

અઠવાડીઉં=સાત દિવસ

વિષે=બાબત

જુમેરાત=ગુરૂવારની રાત

દેવળ=દહેરૂં

છેલ્લો=છેવટનો

દહાડો=દિવસ

રવિ=સુરજ, સૂર્ય

કેડે=પછી

પાછો=ફરીને, બીજીવાર

ફરીથી=બીજી વાર

**સમજુતી**—પહેલો રવિવાર પછી બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરૂવાર, પછી છઠ્ઠો શુક્રવાર છે. (૧) અને સાતમો વાર શનિ છે, તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડીઉં થાય છે. (૨)

## પાઠ ૩ જો.

દરવાજો=મોટું બારણું
ચિત્રો=છબીઓ
પાટીઉં=લખેલું બોર્ડ
ચોકઠું=ચારે બાજુથી જડી લીધેલું લાકડાનું ઘર
કસરત=શરીરને મહેનત કરી મજબુત કરવું તે
બેઠક=બેસવાની જગા
ફૂલઝાડ=ફૂલ થાય એવા છોડ; ફૂલના ઝાડ
નકશો=ગામ કે દેશનો ચિત્રેલો નમુનો
ફરતી=ચારે બાજુએ, આસપાસ
વાડ=કાંટાનો બનાવેલો આંતરો
માંહે=અંદર
વેલ=વેલો, ભોંયપર પથરાતો છોડ
છોડ=નાનું ઝાડ, છોડવો
વાવટા=નિશાન, ધજા
મોગરી=ઘંટ વગાડવાની લાકડાની હથોડી
મહેતાજી=માસ્તર, ગુરૂજી
પાટીઓની બેઠક=ગેલેરી
કલાકની શીશી=કલાક જાણવાનું સાધન
ગામ=જ્યાં થોડાં ફળીઆં અને ઘરો હોય તે
ટાંગેલાં=લટકાવેલાં
ઘોડી=પાટીઉં મુકવાનું ઠેકાણું
કબાટ=બે બારણાંવાળી હરમારી
માટી=મટોડી
મજાની=સારી
અહીં=આ ઠેકાણે
રોજ=હંમેશાં

## પાઠ ૫ મો.

લુગડાં=કપડાં
ઓઢણી=છોકરીઓને ડીલે તથા માથે ઓઢવાનું ત્રણ ગજનું લુગડું
અંગરખી=ડગલી
ધોતલી=પોતડી, ધોતી
સુરવાળ=સાંકડા પાયચાનો લેંઘો, પાટલુન
લેંઘો=પહોળા પાયચાની સુરવાળ
ફળીઉં=મહોલ્લો
પરીક્ષા=તપાસણી
ત્યારે=તે વખતે
જોડીઓ=ખાસડીઓ, નાના બૂટ
દરજી=લુગડાં શીવનાર
બજાર=ચૌટું, હાટ
કોટ=ડગલો
ઘાઘરી=નાનો ચણીઓ
પાસ=પસાર

## પાઠ ૬ ઠો.

ચોકખાઇ=સફાઇ, સુઘડતાઇ
કોલ્લો=ગુમડું, ચાંદું
મુખડું=મોં
પહેરણ=માથામાંથી પહેરવાનું બદન
ઊર=મન
કવિતા=ગાયન
ચોકખાં=સાફ
ગંદવાડ=ગોબરવાડ
નાથ=ધણી
કપડાં=લુગડાં
મેલાં=ગંદાં, મેલવાળાં
મેલ=ધૂળ વગેરે
બરાબર=સારી રીતે
ડીલ=શરીર
ચોળીને=મસળીને
મંદી=ખરાબ
ના જી=નહિ સાહેબ
અડાય=અડકાય

ખસ=ઝીણા ફોલ્લા, ખુજલી
ધોવડાવથાં=સાફ કરાવવાં
ડાઘા=ડપકાં
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા
આંગણામાં=બારણા આગળ
માંદા=આજારી
સૌ=બધા
જગના નાથ=જગતના ધણી, પરમેશ્વર

**સમજુતી**—મારો ઓટલો સાફ છે, અને મારા ઘરનો ચોક પણ સાફ છે; મારાં લુગડાં સાફ જોઇને બધા લોક મને ચોકખો કહે છે. (૧) મારૂં મોં સાફ છે, અને મારા હાથ પણ ચોકખા છે; મારૂં મન ચોકખું (પાપ વગરનું) છે, ત્યાં પરમેશ્વર બિરાજે છે. (૨)

### પાઠ ૭ મો.

વરસગાંઠ=સાલગીરી, જન્મગાંઠ
મહીનો=ત્રીસ દિવસ
કંસાર-ત્રણઘારી લાપશી
ભાવ્યો=પસંદ પડયો, સ્વાદ લાગ્યો
ક્યારે=કયે વખતે
સગાં=વહાલાં, સંબંધી
અડાડયો=અડકાડયો
પાન સોપારી=પાનની બીડી ને સોપારી
ઝટ=જલદી
ભાણો=બેનનો છોકરો, ભાણેજ
કઢી=છાશમાં આદુ મરચાં હળદર વગેરે નાંખી ઉકાળીને બનાવેલી તે
હાથ પણ અડાડયો નહિ=અડકયો નહિ, ખાધું નહિ
બીડાં=પાનમાં ચુનો કાથો સોપારી વગેરે મૂકી વાળીને બનાવેલાં તે, પટ્ટીઓ

### પાઠ ૮ મો.

સગાં=વહાલાં, સંબંધી
ભત્રીજો=ભાઇનો છોકરો
મસિયાઇ=માસીનાં છોકરાં
છોકરા કે છોકરીનો સસરો એક બીજાને વેવાઇ કહે છે.
છોકરા કે છોકરીની સાસુ એક બીજાને વેવાણ કહે છે.
પીતરાઇ=કાકાનાં છોકરાં
ફોઇઆત=ફોઇનાં છોકરાં
મા એક ને બાપ જુદા જુદા હોય તે દૂધ ભાઇ કહેવાય.
મોળાઇ=મામાનાં છોકરાં
ઓરમાઇ=બાપ એક ને મા જુદી જુદી હોય તે, સાવકાં
સાવકી=ઓરમાઇ
કાકો=બાપનો ભાઇ
કાકી=કાકાની વહુ
મામો=માનો ભાઇ, બાપનો સાળો
મામી=મામાની વહુ
ફોઇ=બાપની બેન
ફુઓ=ફોઇનો વર
માસી=માની બેન
માસો=માસીનો વર
બનેવી=બેનનો વર
સાળો=વહુનો ભાઇ

સાળી=વહુની બેન
જમાઇ=છોકરીનો વર
વરનાં મા બાપ=છોક-
રીનાં સાસુ સસરો
વહુનાં મા બાપ=છોક-
રાનાં સાસુ સસરો

## પાઠ ૧૦ મો.

મોટાં=મોટી ઉમરનાં, વડીલ
માન=આવકાર, આબરૂ
ત્યાં=તે ઠેકાણે
પ્રમાણે=રીતે
વખાણ=સારૂં કહેવું તે, શાબાશી, તારીફ
પૂઠે=પાછળ
બાવાજી=બાપાજી
મહેતાજી=ગુરૂજી
પેઠે=રીતે, પ્રમાણે

## પાઠ ૧૧ મો.

ઉજાણી=મીજબાની, જ્યાફત
આસોપાલવ=એક જાતનું ઝાડ (એનાં પાંદડાંનાં તોરણો બનેછે)
કુલડી=નાનો ચડવો
ઢાંઆ=ભાતને શેકીને ખાંડીને બનાવેલા તે
બબ્બે=બે બે
રાંદેરી=રાંદેરમાં થતાં
વધારેલાં=વઘાર દીધેલાં
શેતરંજી=પાથરવાનું સુતરાઉ બિછાનું
પાથરણું=બિછાનું
ક્યાં=કયે ઠેકાણે
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા
વિના=વગર
ધાણી=જુવાર મકાઇ વગેરેના દાણાને શેકી બનાવેલી તે
ખારેકી=ખારેકના જેવા
દળ=લોટને શેકી તેમાં ઘી ખાંડ નાંખી બનાવેલું તે
દાદી મા=બાપની મા
હાર=ઓળ
શાક=તરકારી (દૂધી-વેંગણ વગેરે)
ચટણી=આદુ, મરચાં, કોથમીર, મીઠું વગેરેને છુંદી બનાવેલી તે
ખૂબ=ઘણી
મજા=રમુજ, ગમ્મત

## પાઠ ૧૨ મો.

હોડી=સઢવાળો મોટો મછવો
રમત=ગમત, ખેલ
પછાડી=પાછળ
સહેલ=મજા, મોજ
એકઠા=ભેગા
સરત=હારજીત, હોડ
તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે
તાપ=તડકો
પણે=પેલે ઠેકાણે
તરફ=બાજુ
થોભો=સબુર કરો
જીત્યો=ફાવ્યો
સઢ=વહાણને ચાલવામાં મદદ કરવા માટે પવન ભરવા સારૂ બાંધેલું લુગડું
ચાલ=રીતભાત
સુંદર=સારી

## પાઠ ૧૩ મો.

મોટા મનવાળી=ઉદાર દિલની
છોડી=છોકરી
ખંડ=ઓરાંના ઢાંકણો રખી રેજો

કોથળી=કાપડી, કાપડું
ઇનામ=સરપાવ, ભેટ
બદલામાં=સાટામાં, અવજમાં
મજાનો=સારો, સુંદર
રડતી=રોતી
હોં=વારૂ
છાની=મુગી, ચુપ
પકડી=ઝાલી
નજર=નીગાહ
નજર કરી=જોઇ
ડાહી=શાણી
રજા=પરવાનગી

## પાઠ ૧૪ મો.

દેડકાં=પાણીમાં રહેનાર ચોપગાં પ્રાણી
ફેંકાફેંકી=નાંખાનાંખી
પ્રાણી=જીવ
નુકસાન=બગાડ,ગેરફાયદો
ધડાધડ=પડાફડ
સંભાળી=સાચવી
હાણ=નુકસાન
ડાહ્યા=શાણા, સમજણા
દુઃખ=પીડા, ઇજા
પાળ=કારણ, કોર
પથરા=ઢેફાં
ખમાયા=વેઠાયા
ગરીબ=દુઃખ નહિ દેનારા
માર્યા જઇએ છીએ=દુઃખી થઇએ છીએ
અરે=ઓ
ખરી=સાચી
ઇજા=દુઃખ
રમત=ખેલ
કદી=કોઇ વખત
ખેલતાં=રમતાં
ભારી=ઘણું

**સમજુતી**—રમત ગમત કરતાં, કોઇ વખત પણ કોઇને નુકસાન કરવું નહિ; નઠારી રીતે રમતાં, ઘણું નુકસાન થાય છે.

## પાઠ ૧૫ મો.

પ્રાણી=જીવ
દયા=મહેર, રહેમ
વિષે=બાબત
ફાંફાં=ખોટી મહેનત
ખીજયા=વઢ્યા
વખતસર=બરાબર વખતે
સોળ=ઝપાટો, લાકડીના મારથી શરીરપર જે લીસોટો પડે છે તે
નીરવાનું=નાંખવાનું
ગજા=શક્તિ
ઉપરાંત=વધારે
તળે=નીચે
છુંદાય=ચગદાય, કચડાય
દુઃખ=પીડા, ઇજા
ઇજા=નુકસાન
ઢોર=ગાય, ભેંસ, બળદ વગેરે ઘાસ ખાનાર પશુ
કામનાં=ખપનાં,ઉપયોગી
સંભાળ=બરદાસ
સાફ=ચોકખી
યાદ=ફેમ, સરત
ભૂલી=વીસરી

## પાઠ ૧૬ મો.

એનઘેન=છોકરાઓની એક રમત
નક્કી=ઠરાવ
સેળભેળ=ભેળસેળ, એકઠા
છુટો=બંધન વગરનો
ફીકર=ચિંતા
હોશિયાર=ખબરદાર
શાબાશ=ધન્ય, ઠીક
મજા=ગમત
દાવ=વારો

જણુ=માણસ
બંધ કર=મીંચ
બાકીના=બીજા
વાંસો=પીઠ, બરડો
વારાફરતી=એક પછી એક
સવાલ=પ્રશ્ન
પૂછ=કર
દીવાશ્રેન=આંખ બંધ કરવી તે
સમજ્યો=જાણ્યું
પારખી=ઓળખી
સંતાવા=છુપાવા
અટશો=અડકશો
બચી જશો=તમારો વારો આવશે નહિ
લાંબો વખત=ઘણીવાર
ઓળખ=પારખ
બસ=ઘણું
રમત=ખેલ

## પાઠ ૧૭ મો.

સાચ=સાચું, સાચી વાત
દેશાઇ=જાગીરદાર
ચપ્પુ=ચાકુ, છરી
ગમ્યો=પસંદ પડયો
સાચાબોલું=ખરું બોલનાર
છૈયાં=છોકરાં
લડે=વઢે
ગાળ=ખરાબ શબ્દ
જુઠું=ખોટું
હેત=માયા, પ્યાર
વખાણ્યો=પસંદ કર્યો
કાપે=કાપ મૂકે
દેખે=જુએ
કાપ=ચીરો
ભેગા=એકઠા
ગભરાયો=અકળાયો
રાજી=ખુશી
વહાલું=પ્યારું

## પાઠ ૧૮ મો.

વાઘ=ફાડી ખાનારું ચટાપટાવાળું પ્રાણી.
સીમ=ખેતર
બગાડ=નુકસાન
જુઠાણું=જુઠું; ખોટું
શરમાઇ=લજવાઇ
મશ્કરી=મજાક, ટોળ, હાંસી
પસ્તાય=દિલગીર થાય
સપડાય=ફસાય
અમથી=ખોટી, જુઠી, નકામી
બૂમો=ઘાંટા
ધાજો=દોડી આવજો
આસપાસ=આજુબાજુ
ભણી=તરફ
ખોટું=ખરાબ, માઠું
સાચી=ખરી
પોકેપોક મૂકી=ઘાંટા પાડી
રોવા=રડવા
પોક=બૂમ
છેતર્યા=ઠગ્યા
બૂમ=અવાજ
વારે=મદદે
વારે ધાયા=મદદે દોડી આવ્યા
યાદ=ફેમ, સરત
આખર=છેવટ
જન=માણસ

**સમજુતી**—જે માણસ બીજા માણસની મજાક કરે છે, તે માણસ પહેલાં કે પછી પકડાય છે: ખોટારું જલદી જણાઇ આવે છે, અને આખરે તે જુઠો માણસ દિલગીર થાય છે (૨)

## પાઠ ૧૯ મો.

કુંવર=રાજાનો છોકરો
લાલચોળ=ઘણી રાતી, ગુસ્સાવાળી
ઋષિ=આખો દિવસ ઇશ્વરનું ભજન કરનાર બાવો
બચ્ચું=નાનું બાળક
રસ્તામાં=માર્ગમાં, વાટમાં
જંગલ=વન
હીંચકા=ઝોલા
લંગરી=બાળકને પગે ઘાલવાનું રૂપાનું ઘરેણું
મણિ=કીંમતી હીરો
ચળકે=ઝળકે
બાવો=સાધુ, જોગી
સિંહ=ફાડી ખાનારૂં જાનવર, વનનો રાજા
હરણ=મૃગ
પૂંઠે=પાછળ
વન=જંગલ
દૂર=આઘે
વડવાઈ=વડના લાંબા લટકતા ફાંટા
જટા=માથાપરના લાંબા વાળ
તળે=નીચે
એકદમ=તરત
બીતો=ડરતો
લડવું=લડાઇ કરવી
હસી પડયો=ખુશ થયો
કુદકો=છલંગ, ફાળ
સોનું=પીળા રંગની કીંમતી ધાતુ
મહેલ=મોટું શોભાયમાન ઘર

## પાઠ ૨૦ મો.

ગરીબ=કંગાળ
ભિખારી=જેની પાસે ખાવાપીવાનું ન હોય તે, ભીખ માગનાર
અપંગ=લુલો, લંગડો, આંધળો બહેરો વગેરે, ખોડવાળો
અન્ન=અનાજ
ભગવાન=પરમેશ્વર
આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
ભજન=ઇશ્વરના ગુણ
અસ્વા=કોઇને નામ દીધા વગર બોલાવવું તે
પુરાં=પુરતાં, જોઇએ તેટલાં
ભીખ=ભિક્ષા, ખેરાત
પગે અપંગ=પગે ખોડવાળો, લુલો, લંગડો
ફીકર=ચિંતા
ગજવામાં=ખીસામાં
દયા=રહેમ, મહેર
ભલું=સારૂં, કલ્યાણ

## પાઠ ૨૨ મો.

શાહજાદી=પાદશાહની છોકરી
પરીઓ=અપ્સરાઓ, ખૂબસુરત બૈરીઓ
બદદુવા=ખરાબ આશિષ
રેંટીઓ=રૂ કાંતવાનો સંચો
તરાક=રેંટીઆની અણીદાર લોઢાની સળી
અલ્લા=પરમેશ્વર, ખુદા, ભગવાન
કિલ્લો=ગઢ
શાદી=લગ્ન
ગુસ્સે=ક્રોધે
સુલતાન=મુસલમાન રાજા
મહેર=મહેરબાની, કૃપા
ઘડપણ=બુઢ્ઢાપણ
અવતરી=જનમી
ખાણું=જમણ, ખાવાનું
નોતરી=જમવા તેડી, આમંત્રણ કર્યું
ઘરડી=બુઢ્ઢી

પીરસ્યું=જમવાનું મૂક્યું
ભેટ=સોગાદ, ઇનામ, બક્ષિસ
ધન=પૈસા
રૂપ=કાંતિ
વિદ્યા=સરસ્વતી
પડદો=કપડાનો આંતરો
સંતાઇ=છુપાઇ
ઊંઘ=નિદ્રા
દીલગીર=નાખુશ
શાહજાદો=પાદશાહનો છોકરો
ખુશી=રાજી
ભેગું=સાથે

## પાઠ ૨૩ મો.

રૂપાળું=શોભિતું
ભંડારીઉં=બારણાવાળું તાકું
હંમેશાં=રોજ
ભાગજોગે=એકાએક, નસીબને લીધે
રસોડું=રસોઇ કરવાની જગા
મણા=ખામી, ખોડ
પોળી=બે પડવાળી રોટલી
ઉંદરીઉં=ઉંદર પકડવાનું પાંજરૂં
ઉંદરડી=ઉંદરનું બચ્ચું
ભરાઈ=સંતાઇ
ભાત=બફેલા ચોખા
ખાવાનું=ખોરાક
સારાં=ભલાં
ઉપલા=ઉપરના
બાકું=કાણું
મજાની=સારી
મન=મરજી, ઇચ્છા
પહેલાં=અગાઉ
દુઃખ=આપદા, પીડા
પાર=છેડો, અંત
વલે=હાલ દશા
મોટાં=મોટી ઉમરનાં, વડીલ

## પાઠ ૨૪ મો.

પોલ=પોલાણ, વકાશ
ફેણ=સાપની પહોળી કરેલી ગરદન
જોરાવર=જબરી
ઝેરી=ઝેરવાળો
પછાડા=અફળાટ
ઝાઝા=ઘણા
પ્રાણ=જીવ
ફુંફાડા=ફુંફું અવાજ કરવા તે
ચટકો=ડંખ
વેર=અદાવત દુશ્મનાઇ
કાંઠો=કિનારો
દર=કાણું, સાપ, ઉંદર, મંકોડા, કીડી વગેરેને રહેવાનું ઘર
વાર=વખત
બીતો=ડરતો
પંખી=પાંખવાળું જાનવર જેવા કે ચકલી, પોપટ, કાગડા વગેરે
છુંદી=ચગદી, કચડી
છોલાઇ=સોરાઇ, ઘસાઇ
વળગીને=બાઝીને
ભોંય=જમીન
પછાડી=અફાળી
ભેગી=એકઠી
ભરવા=દેવા
અંતે=આખરે, છેવટે
જીવ લીધો=મારી નાંખ્યો
નબળા=જોર વગરના
નાગ=ફેણવાળો મોટો સાપ
પેર=રીત

**સમજુતી**—જોર વગરના પણ ઘણા માણસો સાથે કોઇ પણ દિવસ વેર કરવું નહિ; જુઓ કે આ રીતે ઘણી કીડીઓએ મળીને મોટા સાપને પણ મારી નાંખ્યો.

**પાઠ ૨૬ મો.**

ચતુરાઇ=હોંશિઆરી, ડહાપણ
કુજો=ભોટવો
સૂઝી=જડી
વિચાર=મનસુબો
કાંકરા=પથ્થર ઇંટ વગેરેના નાના કકડા
ઉપાય=ઇલાજ
ધીરજ=સબુરી
તરસ=શોષ
આમતેમ=આજુબાજુ
બાજુ=કોર
સૂઝી આવ્યો=જડયો
આખરે=છેલ્લે, અંતે
પાછી=બીજીવાર, ફરીને
મટાડી=દૂર કરી
નાચતો=કુદતો
છુપાઇ=સંતાઇ
કાજ=માટે, સારૂ
કંકર=કાંકરા
કઠણ=અઘરૂં
જલદી=થોડી વારમાં
પાર મુકાય=પુરૂં થાય

**સમજુતી**—ભોટવામાંનું ઉંડું પાણી ઉપર લાવવા માટે કાગડાએ કાંકરા નાંખ્યા તેથી પાણી ઉપર આવ્યું તે આજ પીધું. (૧) સબુરી ને ડહાપણથી જે અઘરૂં કામ હોય છે તે થોડી વારમાં પુરૂં થાય છે માટે ભલે તમે બધા કરી જુઓ. (૨)

**પાઠ ૨૭ મો.**

કાપણી=અનાજ ઘાસ વગેરે કાપવાનું કામ
મહેનત=મજુરી
આથમતા=આથમી જતા
બચ્ચી=બોકી
ભાણ=સુરજ
મશકરી=હસવા જેવું કરી
કંતાળ=વેમણુ
દાતરડું=અનાજ ઘાસ વગેરે કાપવાનું લોઢાનું વાંકું ઓજાર
ચચ્ચાર=ચાર ચાર
દહાડીઆ=રોજથી મજુરી કરનાર
પટેલ=કણબી, ખેડુત
વઢાઇ=કપાઇ
દાદાજી=બાપના બાપ, માના બાપ
મદદ=આશરો, સહાય
સાદ=અવાજ
બેટા=દીકરા
બાથમાં=બે હાથની વચમાં
ભાથું=ખાવાનું
તાજા=કામ કરવાને લાયક
ઉનો=ગરમ
માખણ=દહીંને વલોવવાથી છાશના ઉપર જે ધોળો ચીકણો પદાર્થ તરી આવે છે તે
શાક=તરકારી

બાણુ બૂડે=સુરજ આ-
થમે
ચાસ=ખેતરમાં હળે કરી
પાડેલા આડા ઉભા
લીસોટા
દહાડો આથમે=સાંજે

### પાઠ ૨૮ મો.

ખળાં=ઘણી ખળીઓ
પાથરા=કાપીને ભોંયપર
નાંખેલા છોડ; પથારા
પગર=કણુસામાંથી દા-
ણા છુટા પાડવા માટે
તેનાપર ઢોરને ચલાવે
છે તે
કુંવળ=ઘઉંનું ઘાસ
ખળી=કણુસામાંથી દા-
ણા છુટા પાડવા માટે
લીંપી ચોકખી જગા
પટલાણી=પટેલની બૈરી
કારભાર=કામકાજ
લાલરાને=હારને
ઉપણી=ઝાટકી
હોંસીલી=ઉમંગી
દેખાવ=ચિતાર
ભાર=ઢગલો
ઠાલવ્યો=ખાલી કીધો
દહાડીઆ=રોજથી મ-
જુરી કરનાર

પાક=ફાળ, અનાજની
પેદાશ
ઉજાણી=મીજબાની
ખૂશ=રાજી
હરખ=આનંદ, ખુશાલી

### પાઠ ૩૧ મો.

આકાશ=ગગન
સહેલ=મજા, ગમત
ચંદ્રમા=ચાંદો, સોમ
ત્યાર પછી=ત્યાર બાદ
મેદાન=ખુલ્લી સપાટ
જમીન
અજવાળું=તેજ, પ્રકાશ
ઝગઝગે=પ્રકાશે, ચળકે
આથમે=સુરજ દેખાતો
બંધ થાય
ઝાંખો=તેજ વગરનો
કામઠું=ધનુષ
ફરવા=સહેલ કરવા
નીચે ઉતરી ગયો હતો=
દેખાતો બંધ થયો
હતો
ગગન=આકાશ
બપોર=દહાડાનો બાર
વાગ્યાનો વખત, મ-
ધ્યાન
દહાડો=દિવસ
રાત=સુરજ આથમ્યા

પછી તે પાછો ઉગે
ત્યાં સુધીનો વખત
તારા=ચાંદરણાં
વાદળાં=આભલાં, વરા-
ળના જથા
વહેલા=જલદી

### પાઠ ૩૨ મો.

(ભાગ ૧ લો).

વરસાદ=મેહ, આકાશ-
માંથી પાણી પડે છે તે
દરીઓ=સમુદ્ર
ફોરાં=મોટાં ટીપાં
માગણી=માગવું તે
ઓટલો=ઘરને લગતો
ચોતરો
ઢંકાઈ=દબાઇ, છુપાઇ
જરૂર=ખપ, ઉપયોગ
વગર=વિના
પાલો=ઝીણાં પાંદડાં
બી=બીયાં, બીજ
પોચી=નરમ
ખાવાનું=ખોરાક
હમણા=હાલ
તળાવ=નાનું સરોવર,
પાણી ભરાઇ રહે તે-
વો મોટો ખાડો
નદી=મીઠા પાણીનો વ-
હેતો રેલો

રથ=ચાર પૈડાંની ઘુ-મટવાળી ગાડી
પવન=વા, વાયરો

**પાઠ ૩૨ મો.**

( ભાગ ૨ જો. )

થોભ્યાં=અટક્યાં
પરસાદ=ખાવાનું, જમવાનું
રેલમરેલા=રેલછેલ
ચોકખી=સાફ
કારેલાં=એક જાતનું કડવું શાક
બિચારા=બાપડા
ઘેબરીઓ=ઘેબરના જેવો મીઠો
નેવલે=નેવાંએ
મજા=મોજ, ગમત
ગામડાં=નાનાં ગામો
સહેલ=મજા
રેલો=પ્રવાહી પદાર્થનું વહેવું તે
કાદવ=કીચડ
પછડાતા=અફળાતા
તણાઇ=ખેંચાઇ

**સમજુતી**—હે વરસાદ તું આવ, જેથી કરીને અમને ઘેબરના જેવું મીઠું ખાવાનું, ઉની ઉની રોટલી અને કારેલાંનું શાક મળે. હે વરસાદ તું ઘણો આવ કે જેથી નેવાંમાં પાણી આવે, અને નહારી છોકરીને હેડકાં ખેંચી જાય.

**પાઠ ૩૩ મો.**

ઢેફું=માટીનો ઇંટાળો, રોડું
મટોડી=માટી
કાદવ=કીચડ
શાહી=રૂશનાઈ
પ્યાલામાં=કપમાં, ગ્લાસમાં
તળીએ=નીચે
ડહોળું=માટીવાળુ
નીતર્યું=મેલ વગરનું, ચોકખું
રસ્તા=માર્ગ, વાટ
પોચું=નરમ
ભુકો=ઝીણી રજ
રેતી=પત્થરનો ઝીણો ભુકો
ધારવાળા=અણીવાળા
તાણી=ઘસડી, ખેંચી
ખરે છે=પડે છે
કાંકરી=ઝીણા કાંકરા
ચૂસી=શોષી

**પાઠ ૩૪ મો.**

માટી=મટોડી
ઇંટવાડો=ઇંટ પકવવાની જગા
કણક=ઘઉંનો કેળવેલો લોટ
સાંચ્યા=ગોઠવ્યા
ઘાટ=આકાર
કોઠી=અનાજ ભરી મકવાનો નાનો કોઠાર
ચપ્પુ=ધારદાર છરી
ભટ્ઠી=મોટો ચૂલો
કોડીઆં=દીવા કરવાનાં માટીનાં પ્યાલાં
કઠણ=સખત
પછાડવાથી=અફાળવાથી
ચીકણી=ચીકાશવાળી
નરમ=પોચી
ગોળો=પંડો
ભાગ=હિસ્સા
સરખા=બરાબર

જોર=બળ
કાણાં=છિદ્રો
ઘડો=ગાગરથી નાનું વાસણ, દોરીઓ
ગાગર=ઘડા કરતાં મોટું વાસણ.
ફરતો=ચોગરદમ, બધી તરફ
તાપ=ગરમી

### પાઠ ૩૫ મો.

ધાતુઓ=ખનીજ પદાર્થો, ધાતુમાં નીચેના ચાર ગુણો ખાસ હોય છે. (૧) ચળકતી, (૨) ભારે, (૩) જમીનપર પડતાં અવાજ થાય છે, (૪) ગરમી વહી શકે છે.
સળીઓ=ગજીઓ
હથોડો=ધાતુઓ ટીપવાનું ઓજાર, મોટી હથોડી
જતરડો=તાર ખેંચવાનું હથિઆર
લાલચોળ=ઘણોજ ગરમ
પિત્તળ=જસત અને તાંબાની મેળવણીથી બનેલી પીળાં રંગની ધાતુ
ઓછા વત્તા=કમી જાસ્તી
ટીપ્યો=ઘડયો
લુહાર=લોઢાનું કામ કરનાર
ધમણ=દેવતા ફુંકવાનો સંચો
ખૂબ=ઘણો
એરણ=સોની લુહાર વગેરે જેનાપર મુકી ટીપે છે તે
સોનું=પીળા રંગની કીમતી ધાતુ
રૂપું=ધોળા રંગની કીંમતી ધાતુ
તાંબું=લાલ રંગની ધાતુ
કલાઇ=ધોળા રંગની ધાતુ એ રૂપા કરતાં નરમ હોય તે
સીસું=ધોળા મેલા રંગની ધાતુ
જસત=સફેદ મેલા રંગની કઠણ ધાતુ

સોનું, રૂપું, સીસું, લોઢું, તાંબું, જસત, કલાઈ અને પિત્તળ એ ધાતુઓનું ઓળખાણ કરાવવું અને તેમનો તફાવત સમજાવવો.

### પાઠ ૩૬ મો.

નાણું=ચલણી સિક્કા
શેઠ=સાહુકાર
કોથળી=થેલી
વટાવ્યા=છુટા પૈસા લીધા
રૂપીઓ=સોળ આનાની કીંમતનો રૂપાનો સિક્કો, સોળ આના
અડધો=આઠ આનાની કીંમતનો રૂપાનો સિક્કો, આઠ આના
ઢબુ=બે સવાકાની કીંમતનો તાંબાનો સિક્કો, બે સવાકા, અદીકો
મહોર=પંદર રૂપીઆની કીંમતનો સોનાનો સિક્કો, ગીની
સલામ=કપાળે આંગળાં અડકાડી માન આપવું તે
બજાર=ચૌટું

અધેલા=અડધા પૈસા, દોઢ પાઈઓ, દોઢ પાઈની કીંમતના તાંબાનો સિક્કો

બેઆની=બે આનાની કીંમતનો રૂપાનો સિક્કો, બે આની

પાવલી=ચાર આનાની કીંમતનો રૂપાનો સિક્કો, ચાર આના

પૈસો=ત્રણ પાઈની કીંમતનો તાંબાનો સિક્કો.

૧૫ રૂપીઆ=૧ ગેણી
૨ અડધા=૧ રૂપીઓ
૪ પાવલી=૧ રૂપીઓ
૮ બેઆની=૧ રૂપીઓ
૧૬ આના, આની=૧ રૂપીઓ
૩૨ ઢબુ=૧ રૂપીઓ
૬૪ સવાકા=૧ રૂપીઓ
૧૨૮ દોઢ પાઈ=૧ રૂપીઓ
૧૯૨ પાઈ=૧ રૂપીઓ

આ ધાત સવળી તથા અવળી મોઢે કરાવવી.

આ પાઠ શીખવતી વખતે વર્ગમાંના એક છોકરાને નાણાવટી બનાવી બીજા છોકરા સાથે નાણાંની આપ લે કરાવવી જેથી આ પાઠ રમુજ સાથે છોકરાઓ ધ્યાન આપી શિખશે.

પૈસાને કાઠિઆવાડમાં કાવડીઉં, ગુજરાતમાં કેટલેક ઠેકાણે જંઘ અને સુરતમાં સવાકો કહે છે.

**પાઠ ૩૭ મો.**

કુહાડી=લાકડા ફાડવાનું ઓજાર
સોય=લુગડાં શીવવાનું ઓજાર
તકરાર=રકઝક, વઢવાડ
મોટાઈ=વડાઇ, માન
મુદર=કુહાડીનો ઉપલો ભાગ
કઠીઆરો=લાકડા ચીરનાર
દીકરી=છોકરી
ચળકાટ=ઝળકાટ
કોદાળી=જમીન ખોદવાનું લોઢાનું ઓજાર
ધાર=અણીવાળી કોર
ચીરું=ફાડું
જીવ=પ્રાણ
તોલે=બરાબર
નાકું=કાણું
ફાટફાટ=ચીરાઈ જાય તેમ
અણી=તીખો ભાગ
વહી=સડી
પેદા થયાં=ઉત્પન્ન થયાં

**પાઠ ૩૮ મો.**

વાડી=ફળ ફૂલવાળી જગો, નાનો બાગ
જમરૂખી=જામફળી, જમરૂખનું ઝાડ
ત્રિકોણ=ત્રણ ખુણાનો આકાર
લલકારતો=લહેકારતો
ક્યારા=ચારે બાજુએ પાળ કરેલી હોય એવા જમીનના ભાગ
મધપુડો=મધ માખીને રહેવાનું ઘર

લીલાંછમ=ઘણાંજ લીલાં
આકાર=ઘાટ
ગલગોટા=એક જાતનું ફૂલ
માળી=ફૂલ વેચનાર, છોડ ઉછેરનાર
પેઠા=ગયા
ફૂલઝાડ=ફૂલ થાય એવાં છોડ, ઝાડ
ચોરસ=ચાર ખૂણાંવાળો આકાર
ફળે છે=ફળ આપે છે
દાડમ=દાડમડીનું ફળ
લટકે=લળકે
પંખી=પક્ષી, પાંખવાળા જાનવર
ડાળી=પાંખડી, ઝાડનો ફાંટો
લાંબો ગોળ=લંબગોળ
મધમાખી=મધ બનાવનારી માખો
મધ=ફૂલમાંથી ચૂસેલો મિઠાસવાળો પ્રવાહી પદાર્થ
કોસ=કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો બળદ વગેરે
થાળું=કુવાના મથાળાપર પાણી ભરવાને બાંધેલું હવાડા જેવું હોય છે તે
નીક=પાણી જવાનો રસ્તો
ખૂશ ખૂશ=રાજી રાજી

## પાઠ ૩૯ મો.

છોડવા=નાનાં ઝાડ
કળી=ખીલ્યા વગરનું ફૂલ
દાંડી=ડાળી
મૂળીઉં=મૂળ
પથરાય=ફેલાય
જીવતા=જીવવાળા
ઉખેડી=ઉપાડી
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
પાંદડાં=પાંતરાં
સુકાઇ જાય=ચીમળાઇ જાય
વેલા=ભોંયપર પથરાતા છોડ

## પાઠ ૪૦ મો.

ખરબચડી=ખાડા ટેકરાવાળી
ટટાર—સીધા
નળના જેવું=નળાકાર
છાલ=ઝાડની ચામડી
કેડે=પછી
મજ=ટેબલ
ખાટલા=ઢોલીયા

## પાઠ ૪૧ મો.

વેલા=ભોંયપર પથરાતા છોડ
આરીયાના=ચીભડાના
માંડવા=મંડપ
શાક=તરકારી
છાપરું=ઘરની છેક ઉપરનો ભાગ
લીલું છમ=ઘણુંજ લીલું
ગલકી=ગલકાના વેલા
વળગી=બાઝી
વીંટળાઇને=ચોગરદમ વળગીને
દોરડી=દોરી
અંતરે=છેટે
ગાંઠા=ગાંઠ

## પાઠ ૪૨ મો.

કેરી=આંબાનું ફળ
ગોટલો=આંબાના બીનું ઢાંકણ
ભગવાન=પરમેશ્વર
જતન=સંભાળ, રક્ષણ
આંબો=કેરીનું ઝાડ
મોર=આંબાઆમલીનાં ફૂલ

તાપ=તડકો
ભાર=બોજો, વજન
નીચી નમતી=ઞચી જતી
ગર=ગરભ, માવો
ગોટલી=આંબાનું બી
ઘોળજે=દાબી દાબીને પોચી કરજે
ઢીલો=પોચો, નરમ
ડીટું=ડીચું
છાલ=છોતરૂં

## પાઠ ૪૩ મો.

હીંડે=ચાલે
નિરાંતે=સુખે
વગડાઉ=જંગલી, જંગલમાં રહેનારી
અમળાઇને=મરડાઇને; વળીને
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું
જબરી=જોરાવર
જડબાં=ડાચાં
જોરાવર=જબરી, જોરવાળી
ધીમે=હળવે, આસ્તે
ભસતો=ભોં ભોં કરતો
સામી થાય છે=લડવાને તૈયાર થાય છે
દાંત=મોંમાંનાં ચાવવાનાં હાડકાં
કોળીઆ=બાચકા
ઉપાડે=ઉંચકે
ખરી=ગાય ભેંસ વગેરે જનાવરના પગના તળીઆનુ હાડકું
ફાટ=ચીરો
ખાડા=ખાબોચીયાં
પુરી પડે=પહોંચી વળે

## પાઠ ૪૪ મો.

ડુંગરા=ટેકરા, નાના પર્વત
ચપ્પટ=બરાબર ચપ્પુ
મજબુત=જોરાવર
ભરવાડ=બકરાં ઘેટાં ચરાવનાર
સોબત=સંગત, દોસ્તી
લાગ=દાવ, વખત
ટોળામાંથી=જથામાંથી, સાથમાંથી
છટકી=નાસી
ચારો=લીલોતરી
માંડી=ગોઠરી
ઠરતા=થોભતા
કુદકો=છલંગ, ફાળ
ભૂલ=ચૂક
ફેર=ફરક, તફાવત
વાળ=નિમાળા
ઊન=ઘેટાંના વાળ

## પાઠ ૪૫ મો.

ગુણ=ફાયદો
જણસો=વસ્તુઓ, ચીજો
પેંડા=માવામાં ખાંડ નાખી ગોળી વાળી બનાવે છે તે
દોહવું=આંચળમાંથી કાઢવું
શીખંડ=દહીંમાં ખાંડ વગેરે નાંખી લચકા જેવું કરે છે તે
દૂધપાક=દૂધને ઉકાળી ખાંડ ચોખા નાંખી બનાવેલો પદાર્થ
જાનવર=જનાવર
લોચો=લોંદો, લચકો
બાસુદી=માવો થતાં પહેલાં ખાંડ નાંખી બનાવેલો પદાર્થ
મીઠું=મિઠાસવાળું
ઠંડુ=ટાઢુ
ઉનું=ગરમ
બગડી જાય=ફાટી જાય
ચોકખું=મેલ વગરનું
પહેલાં=અગાઉ
આંચળ=થાન

મેલ=કચરો
માખણુ=છાશના ઉપર ધોળું ચીકણું ચીકણું તરી આવે છે તે
તાવીને=ગરમ કરીને
ઘી=તાવેલું માખણ
તર=મલાઈ

## પાઠ ૪૬ મો.

ડાઘીઓ=કુતરાનું નામ
શિઆળ=ઝાડી ખાનારૂં કુતરા જેવું જનાવર
પરસેવો=પસીનો
ચાલાક=ચંચળ
પ્રાણી=જનાવર
ઝોકાં=ડોલલાં
ચશ્માં=આંખે પહેરવાનું કાચનું સાધન
કારકુન=મહેતો
કઠણ=નરમ નહિ તે, બરછટ
બબ્બે=બે બે
ભેગા=એકઠા
સભા=મંડળી
ટીપુ=કુતરાનું નામ
ઉપરી=મોટા
ઠરાવ્યો=નક્કી કીધો
ચુપચુપ=શાંત મુંગા
અંતે=આખરે, છેવટે
ગંધ=વાસ
રીઝે=ખુશ થાય
માંસ=ગોસ
અણીવાળા=તીણા
તીણા=અણીદાર
દાઢ=એવડા દાંત
છેલ્લી=છેવટની
ધણી=માલક
જે=જય, ફતેહ

## પાઠ ૪૭ મો.

પંખી=પાંખવાળા જાનવર, પક્ષી
ઈંડાં=એડાં, પક્ષી વિઆય ત્યારે મૂકે છે તે
સમડી=એક જાતનું પક્ષી
જળકુકડી=જળમાં રહેનાર પંખી
બબ્બે=બે બે
ચાંચ=પક્ષીનું મોં
ડીલે=શરીરપર
કીડા=પેટે ચાલનાર નાના જીવડાં
જીવડા=જંતુ, નાના જીવ
માળા=પક્ષીને રહેવાનુ ઘર
જોડાએલાં=સંધાએલાં

## પાઠ ૪૮ મો.

ભુખ્યો=ખાધા વિનાનો
જીવ જંતુ=નાનાં જીવડાં
વિચાર=મનસુબો
લુચ્ચા=ખંધા, ઢોંગા
કોહેલું=કોહી ગએલું, જીવડાં પડેલું
સળેલું=સડી ગએલું
ચોક=ઘરની વચમાંની છોબંધ ખુલ્લી જગા
પાંજરૂં=પીંજરૂ; પોપટને રાખવાનું ઘર
તરખુચ=કલીગર
કકડો=ટુકડો
કા કા=કાગડાનું બોલવું તે
ડીલ=શરીર
ફેર=તફાવત, ફરક
પાછળ=પછાડી
લાલ=રાતી
છેડેથી=નાકેથી
ભાવ્યું=પસંદ પડ્યું
કૂદતો=કૂદકા મારતો

## પાઠ ૪૯ મો.

હલાવ્યું=ડોલાવ્યું
મહેતાજી=ગુરૂજી
રકેબી=કાચની તાસક
વાહ=શાબાશ
સરખે ભાગ=બરાબર

**પાઠ ૫૦ મો.**

પારણું=લાકડાના ચોકઠાનું ઘોડીઉં
પાંગરા=ઝોળીએ ભેરવવાની લાકડી
ભમરી=લાકડાની ફુદડી, ચકરડી
મખમલ=એક જાતનું ઉનનું કપડું
ચિનાઇ=ચીન દેશની બનેલી
દોયણાં=ઝોળી બાંધવાની દોરી
હુમણુ=પારણા કે ઘોડીઆમાં સુવાડીને ગાતાં દોરી ખેંચી હીંચકા નાંખવા તે.
મશરૂ=એક જાતનું રેશમી કાપડ
રસીલા=રસીયા
તળાઇ=ગાદલું, ગદેલો, પથારી
ઝોળી=ચાર છેડા બાંધી લઇ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો કકડો
ઝાપટી=ખંખેરી
મોભ=ઘોડીઆની વચમાંનો આડો થાંભલો
પરોવ=ઘાલ
ભેરવ=વળગાડ
પુતળી=લાકડાનો મરદ બૈરી અથવા છોકરાનો આકાર
પાયા=પગ
પોચી=સુંવાળી, નરમ, ખુંચે નહિ એવી
ગોદડી=નાનું ગોદડું
હીર=રેશમ
ઝુલાવવા=હલાવવા
હાલરડું=બાળકને ઉંઘાડવાનું ગીત, હાલું
રંગીલ=રંગેલે
પોઢો=સૂઓ
ઝાઝા=ઘણા
હેતે=વહાલથી
ઝીલાવું=હીંચકા નાંખું
પધરાવું=બેસાડું
ચીતરેલ=ચીતરેલી
પઢાવું=શીખવું, ભણાવું
મોરલો=મોર
મઢાવું=જડાવું
તાજી=નવી
ફુલડાં=ફૂલ
સેજ=પથારી
બિછાવું=પાથરૂં
હીંચોળું=ઝુલાવું, હીંચકા નાંખું
ધેરાં ધેરાં=મધુરાં મધુરાં
લાડકેડા=લાડકા, વહાલા
ગજવે=ગજામાં, ખીસામાં

**સમજુતી**—હાલરડું વહાલું લાગે છે હો મારા ભાઇને ( છોકરાને ) હાલરડું વહાલું લાગે છે; ભાઇને હાલરડું વહાલું લાગે છે, તેથી હું ગીત ગાતાં દોરી-ખેંચીને હીંચકા નાંખું; હે રસીયા તમે રંગેલા પારણાંમાં સૂઇ જાઓ, તો હું તમને ઘણા હેતથી હીંચકાં નાંખું; ભાઇને પારણે ભમરીઓ જડાવું અને પુતળીઓ બેસાડું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૧) પારણું ચીતરેલી ચાંદની ચક-

લી, અને ભણુતો હોય એવી રીતે પોપટ બેસાડું; ભાઈ તારે સારી રીતે રમવા માટે મોર સોનાથી જડાવું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૨) પારણામાં મખમલ અને મશરૂની નવી તળાઇઓ પથરાવું, અને તે ઉપર ચંપાના ફૂલની તરેહવાળી ચીન દેશમાં બનેલી ચાદર સુવાની પથારીપર પાથરૂં, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૩) મારા વહાલા ભાઈ હું પારણે રેશમની દોરી બાંધી તને હીંચકા નાંખું, અને તને ઉંઘ આવે એવાં મધુરાં મધુરાં ગીત ગાઉં; હે લાડકડા ભાઈ તમે ઉંઘીને ઉઠશો, ત્યારે તમારા ગજવામાં ખાવાનું ઘાલીશ. (મતલબ કે ઉંઘી ઉઠયા પછી તને ખાવાનું આપીશ.) ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૪)

**પાઠ ૪ થો.**

**નિશાળીઆને ફાયદાની વાત.**

પરોઢીએ=સવારમાં
ઝટ=વહેલા
તમામ=બધા
મોટાં=મોટી ઉમરના માણસ
માન=આબરૂ
દો=આપો
ગુરૂ=મહેતાજી; માસ્તર
સમા=જેવા, બરાબર
જ્ઞાન=સમજણ, અક્કલ
જરી=જરા પણ
તજવું=છોડી દેવું, કાઢી નાંખવું.
આળસ=સુસ્તાઇ
અંગ=શરીર
હળીમળીને=સંપીને
સંગ=સોબત
નિત્ય=રોજ, હંમેશાં
ચોડી=લગાડીને, રાખીને
ચિત્ત=મન
શિક્ષા=શિખામણ
રૂડી=સારી
રીત=ચાલ ચલગત
પેર=રીતે, પેઠે
નીસરી=નીકળી
પાંસરૂં=સીધું, રખડયા વગર

**કવિતાની સમજુતી**—સવારમાં વહેલા ઉઠવું, અને પરમેશ્વરનું નામ દેવું; પછી દાતણ કરીને નહાઇને બધા પાઠ તૈયાર કરવા. (૧) મા બાપ કહે તેમ કરો. અને મોટી ઉમરના માણસો સાથે વિવેકથી ચાલો; મહેતાજીને બાપના જેવા ગણવા, તેથી સારી સ-

મજણુ મળશે. (૨) જરા પણ જુઠું બોલવું નહિ, અને શરીરમાં-થી સુસ્તાઈ કાઢી નાંખવી; (કોઇ પણ કામ હોંસથી કરવું અને વાર લગાડવી નહિ) બધા સાથે સંપીને ચાલવું, અને સારી સોબત રાખવી.(૩)

રોજ નિશાળે જવું, અને મન લગાડીને ભણવું; મહેતાજીની શિખામણ માનવી, અને સારી ચાલ ચલગત રાખવી. (૧) ભણતી વખતે મન રમતમાં રાખવું નહિ, એ તમે સારી પેઠે સમજો; નિ-શાળેથી છુટયા પછી સીધા ઘેર જવું. (રસ્તામાં રખડવું નહિ.) (૨)

**પાઠ ૯ મો.**

દેખી=જોઇને
હરખાઉં=ખુશ થાઉં
ચાંપે=દબાવે
સાથ=સાથે
બોકી=બચ્ચી
બાથ ભીડે=બે હાથ પહોળા કરીને છાતી સાથે દબાવે
માંથ=માં
પંપાળીને=હાથ ફેરવીને
રાજી થાય=ખુશ થાય
મુખ=મોઢું
હરખાય=ખુશી થાય
દુખડાં=દુઃખો
બોલ=બોલવું
પંખી=પાંખવાળા જ-નાવર
કલોલ=મજા, આનંદ
ખાવું=ખાવાનું
માત=મા
સંભાળે=સાચવે
મારી જાત=મારૂં શરીર
લગાર=જરા પણ
તે વાર=તે વખતે
ઊંઘાડવા=ઉંઘ લાવવા
હાલો=ઊંઘ આણવાનું ગીત
પાય=પીવડાવે
પેટ ભરી=ધરાઇને
માડી=મા
ના=નહિ
સૌથી=બધા કરતાં
હેત=વહાલ
અપાર=ઘણું
આભાર=પાડ, ઉપકાર

**સમજુતી**—હું માને જોઇને બહુ ખુશ થાઉં છું, અને દોડતો દોડતો તેની સામે જાઉં છું; તે મને લઇને છાતી સાથે દબાવે છે, અને બચ્ચી કરીને હાથ પહોળા કરીને દબાવે છે. (૧) ખોળા-માં લઇને મને ધવરાવે, અને હેતથી શરીરપર હાથ ફેરવીને ખુશ થાય છે; મારૂં મોઢું જોઇને (મને જોઇને) હરખાય છે, અને પો-તાના બધાં દુઃખો ભૂલી જાય છે. (૨) પંખી આનંદથી બોલતાં હોય,

તેના જેવા મારા બોલ મીઠા લાગે છે; મા મને સારૂં ખાવાનું આપે છે, અને મારૂં શરીર બહુ સાચવે છે. (૩) મને જરા રડતો જાણીને, તે વખતે ગભરાતી ગભરાતી દોડી આવે છે; જો હું હસું અને રમું તો તું બહુ ખુશ થાય છે, અને મને ઊંઘાડવાને માટે તું હાલરડાં ગાય છે. (૪) જો હું માંદો પડું તો તું ઓસડ પાય છે, અને તું (માડી) પણ પેટ ભરીને ખાતી નથી; બધા કરતાં તારૂં હેત ઘણું છે, માટે હું તારો ઘણો પાડ માનું છું. (૫)

## પાઠ ૨૧ મો.

### પરમેશ્વરના ગુણ ગાવા

| | | |
|---|---|---|
| વીસરૂં=ભૂલું | કામ=માટે | તમામ=બધા |
| પ્રભુ નામ=પરમેશ્વરનું નામ | ઉપયોગી=કામની, ખપની | દેવા=આપવાને |
| કદી=કોઈ વખત | હવા=પવન | સરજાવી=પેદા કરી |
| અગણિત=ઘણા, ગણુાય નહિ એટલા | દામ=પૈસા | સૌ=બધે |
| ઉજાસ=અજવાળું | અન્ન=અનાજ | ઠામ=ઠેકાણે |
| | દીએ છે=આપે છે | પાન=પાંદડાં |
| | પાળે=પુરૂં કરે, પોષણ કરે | દયા=મહેરબાની |
| | | સેવક=દાસ, ચાકર |
| | | હામ=હીંમત |

**સમજુતી**—ભગવાનનું ભજન ભૂલીશ નહિ, હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. ચંદ્રમા, સુરજ અને ગણાય નહિ એટલા તારા પરમેશ્વરે અજવાળાને માટે બનાવ્યા છે. હું કદી પણ૦ (૧) તેં ઘણા ખપની જે હવા તે આપી છે, તેના કંઈ પૈસા બેસતા નથી. હું કદી પણ૦ (૨) વરસાદવડે અનાજ આપે છે, અને તું બધા જીવોને પાળે છે. હું કદી પણ૦ (૩) ગાય અને ભેંસને દૂધ આપવાને તેં બધે ઠેકાણે પેદા કરી છે. હું કદી પણ૦ (૪) ઝાડ, પાંદડાં, ફૂલ, ફળ, આંબો, ગુલાબ, બદામ વગેરે બનાવ્યાં

છે. હું કદી પણ૦ (૫) મહેરબાની કરીને મને ઘણી વિદ્યા, સુખ અને હીમ્મત આપો. હું કદી પણ૦ (૬)

## પાઠ ૨૫ મો.

### માબાપની ચાકરી.

લુલાં=બે પગે લંગડાં
સેવા=ચાકરી
અમાપ=ઘણીજ
કે'=કહે
ધન=પૈસો
તીરથ=જાત્રા
પરખી=જાણી, પારખી
કાવડ=ખભે નાનો વાંસ મૂકીને તેને બે છેડે શીંકા લટકાવવાં તે.
મનસુબો=વિચાર
માત પિતા=મા બાપ
તે વાર=તે વખતે
હેત=વહાલ, પ્યાર
સૌને=બધાને
અચરજ=નવાઇ
ધન ધન=વાહવાહ
સારા=ચાકરી કરે એવા
સંતાપ=દુઃખ
સઘળાં=બધાં
જે વાર=જે વખતે, જ્યારે
આશીશ=ભલું થજો એમ કહેવું તે, આશીર્વાદ
અપાર=ઘણુંજ
ફરજ=પોતાનું કામ, ધર્મ
બજાવી=પુરી કરી
મે'ર=મહેરબાની, દયા
લીલા લે'ર=મજા, બધી વાતે સુખ

**સમજુતી**—ઘરડાં, લુલાં ને આંધળાં ગરીબ માબાપ હતાં; તેનો દીકરો માધવ હતો તે ઘણીજ ચાકરી કરતો હતો. (૧) માધવને એના મા બાપે કહ્યું, કે અમારા મનની વાત સાંભળ; જો અમારી પાસે પૈસા અને આંખો હોત તો, જાત્રા કરવા જતે. (૨) મા બાપનું મન પારખી લઇને તેમને સુખ કરવાનું ધાર્યું, જો હું કાવડમાં બેસાડીને, જાત્રા કરાવું તો આ બેમનું દુઃખ મટે. (૩) એવો વિચાર કરીને કાવડ બનાવી, અને મા બાપને બે બાજુએ બેસાડ્યાં. (૪) પછી ખાંધે કાવડ ભેરવીને જાત્રા કરવા ગયો, માધવના આવા હેતથી બધાને નવાઈ લાગી. (૫) આવા છોકરાને વાહ વાહ છે, (શાબાશ છે) અને મા બાપને પણ ધન છે; જો છોકરા સારા હોય તો કંઈ દુઃખ રહે નહિ. (૬) બધી જાત્રા કરાવીને, જ્યારે ઘેર

ગયો; ત્યારે મા બાપ ખુશ થયાં, અને ઘણાજ આશીર્વાદ દીધા. (૭) છોકરાએ પોતાની ફરજ બજાવી, ( પોતાને કરવાનું કામ કર્યું ) તેથી પરમેશ્વરે મહેરબાની કરી. આમ મા બાપને સુખ આપે તો બધી વાતે સુખ થાય છે. (૮)

## પાઠ ૨૯ મો.

### ખેતરમાં કણસલાં, ઘાસ વગેરે કાપવાનું કામ.

આમ=આ તરફ
તમામ=બધા
ઉમંગે=હોંસથી
કાપણીનું=કાપવાનું
માસ=મહિના
વરસીને=છાંટારૂપે પડીને
પીરસી=મૂકીને
સંપે=એક બીજાની સાથે
સદાય=હમેશાં
ઉભરાયો=વધ્યો, થયો
સુંદર=સારો
ફાલ=પાક
લણીએ=છોડપરથી લઇ લઇએ
ખત ધરીને=કાળજી રાખીને
કાં=કેમ
દાતરડું=છોડ, ઘાસ વગેરે કાપવાનું લોઢાનું વાંકું ઓજાર
ડુંડાં=બાજરીનાં કણસલાં
આમ=આવી રીતે
ખળો=કણસલામાંથી અનાજ છુટું પાડવાની જગા, મોટી ખળી
હૈયે=મનમાં, હૈયામાં
હામ=હીંમત
લણણી=લણવાનું કામ, કણસલાં કાપી લેવાનું કામ
કોળી=બાચકો
આ પાસ=આ બાજુએ
વાળુ=સાંજનું ભોજન

**સમજુતી**—હે બાળકો તમે બધા આમ આવો; આપણે હોંસથી કાપણીનું કામ કરીએ. જુઓ જુઓ પેલી વાદળીઓ વરસીને જાય છે; એ બાર મહિનાનું અનાજ આપે છે ને હમેશાં એક બીજાની સાથેજ રહે છે. હે બાળકો૦ (૧) ખેતરમાં કેવો સારો પાક થયો છે! ચાલો આપણે કાળજી રાખીને કાપી લઇએ, શું કરવા કાલ કરીએ ? ( વાર લગાડીએ ? ) હે બાળકો૦ (૨) હાથમાં વાંકું દાતરડું લઇને આ પ્રમાણે કણસલાં કાપો; અને તેને લઇને ખળીમાં ઢગલો કરતાં મનમાં હીંમત રાખો. હે બાળકો૦ (૩) અનાજ લણ્

વાનું કામ પુરૂં થયું, હવે બધાએ ઘાસ કાપો; અને ઘાસના ત્રણ- ચ્યાર બાચકા લઇને બધાએ આ બાજુએ મૂકો. હે બાળકો૦ (૪) આપણે પૂળા બાંધીને ગાડામાં નાંખી કામ પુરૂં કરીએ; પછી ઘેર જઇને વાળુ કરીને બધાએ પરમેશ્વરનું ભજન કરો. હે બાળકો. (૫)

## પાઠ ૩૭ મો.

### ખળીઓ.

ખળાં=કરસણમાંથી અનાજ છુટું પાડવાની જગા: ખળી
ખેડુત=ખેતી કરનાર
આ વાર=આ વખતે, હમણાં
દીસે=દેખાય
છુટું=જુદું
તૈયાર=કરસણથી ભરેલા
ડુંડાં=કણસલાં
અનાજ=દાણા
સરસ=સારા
પિલાય=કચડાય, છુંદાય
કણ=દાણા
આમ=આવી રીતે
ઉપણીએ=ઝાટકીએ
તમામ=બધું
ફુંસા=ફોતરાં, છોડાં
સાથ=સાથે
હાથોહાથ=એક બીજાની મદદથી
કોથળા=ગુણો
કાજ=કામ
મહેનત=મજુરી
ફળ=ફાયદો, લાભ

**સમજુતી**—હે છોકરાઓ હમણાં આમ આવો, જુઓ ખળીઓ તૈયાર દેખાય છે; ચાલો આપણે આજે ડુંડાંમાં રહેલા અનાજના દાણા છુટા પાડીએ. (૧) જેમ બળદો ગોળ ફરતા હોય, તેમ આપણે સૌ ફરીએ; જો ડુંડાં સારી રીતે ચકડાય તો તેમાંથી અનાજના દાણા તરત છુટા પડે. (૨) આવી રીતે બધું અનાજ આપણે ટોપલામાં ભરીએ અને પછી ઝાટકીએ; તેથી જુઓ ફોતરાં ઉડી જાય છે, ને બધા દાણા નીચે વેરાય છે. (૩) આપણે સાથે કોથળાઓ લઈ તેમાં આવી રીતે હાથો હાથ અનાજ ભરીએ, જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજ મજુરીનું ફળ મળે. (૪).

# ડ્રીલ માટે સુચના.

૧ છોકરાઓને ઊંચાઈના પ્રમાણમાં, સીધી હારમાં, એકેક હાથને છેટે, બે પગ વચ્ચે ૪૫ અંશનો ખૂણો રહે એવી રીતે ઊભા રાખવા. પછી નંબર આપવા.

૨ નંબર બોલતી વખત દરેક છોકરો પોતાની નીચેના છોકરા તરફ મોં કરી નંબર બોલે.

૩ શિક્ષકની સામે ઊભેલી હારના છોકરાઓએ પોતાના જમણા હાથ તરફથી, એટલે શિક્ષકના ડાબા હાથ તરફથી નંબર બોલવાની શરૂઆત કરવી.

૪ ડગલાં (પગલાં) ભરવામાં પહેલ વહેલો ડાબો પગ ઊપાડવો.

૫ એક હારની બે હાર કરવાની રીત. નીચે પ્રમાણે

૧ છોકરાઓને એક, બે, એક, બે. એ પ્રમાણે નંબર આપવા.

૨ બેકી નંબર એક ડગલું આગળ.

૩ બેકી નંબર એક ડગલું જમણી તરફ.

ઉપર મુજબ હુકમ કરવો.

૬ એક હારની ત્રણ હાર કરવાની રીત. નીચે મુજબ.

૧ છોકરાઓને એક, બે, ત્રણ, એક, બે, ત્રણ, એ પ્રમાણે નંબર આપવા.

૨ એક નંબરવાળા એક ડગલું પાછળ.

૩ ત્રણ નંબરવાળા એક ડગલું આગળ.

૪ એક નંબરવાળા એક ડગલું ડાબી તરફ.
૫ ત્રણ નંબરવાળા એક ડગલું જમણી તરફ.
ઉપર મુજબ હુકમ કરવો.

૭ ડમ્બેલ્સ, કડાં, બારબેલ્સ વગેરે વહેંચવાની રીત. નીચે મુજબ.

૧. દરેક હારના છેલ્લા નંબર પાસે ડમ્બેલ્સો મૂકવા પછી છેલ્લા નંબરે બે ડમ્બેલ્સ બે હાથમાં લઈ પોતાની ઉપરના છોકરાને આપવા એ પ્રમાણે દરેક છોકરાએ પોતાની ઉપરના છોકરાને આપવા એથી દરેક છોકરા પાસે બબ્બે ડમ્બેલ્સ થશે.

૨ પછી ડમ્બેલ્સ ભોંયપર સામ સીધી હારમાં ઊભા મૂકાવવા, ડમ્બેલ્સ વચ્ચે એક વેંતનું અંતર રખાવવું.

૩ ડમ્બેલ્સ મુઠ્ઠીમાં જોરથી દાબીને પકડાવવા.

૪ રમતો અગીઆર સુધી કરાવી બાદ ડમ્બેલ્સ પહેલાં મૂકેલા હતા તે પ્રમાણે મૂકાવી દેવડાવવા.

૫ એકની કૃતિ પ્રમાણે. ૩, ૫, ૭, ૯, ૧૧. બેની કૃતિ પ્રમાણે ૪, ૬, ૮, ૧૦.

૮ રમતો પહેલ વહેલી શિક્ષકે જાતે કરી બતાવવી.

૯ સારો મહાવરો થયા પછી છોકરાઓને પોતાની મેળે બોલીને કરવા કહેવું.

૧૦ એક રમત બરાબર સફાઈથી ને સાથે કરતાં આવડ્યા સિવાય બીજી રમત શીખવવી નહિ.

૧૧ દરેક રમત કરાવતાં પહેલાં " તૈયાર " અને " ચાલો " એવા હુકમ આપવા.

૧૨ "તૈયાર" કહેતાની સાથે છોકરાઓએ ડમ્બેલ્સ લેવાને તૈયાર થઇ રહેવું

૧૩ "ચાલો" ના હુકમની સાથે ડમ્બેલ્સ લઇ હાથ સીધા લટકતા રાખી ઊભા રહેવું

( અસલ ડ્રીલ અને કસરત મોઢે બોલાવ્યા સિવાય કરાવતા હતા, પણ હાલ મોઢે બોલાવીને કરાવવાનો રીવાજ પડયો છે; માટે પોતાના વિચાર ઉપર આધાર રાખી ચાલવું. )

## ડમ્બેલ્સની ડ્રીલ.

### હેતુ—છાતી તથા હાથનાં સ્નાયુ ખીલવવાનો.

રમત ૧ લી ૧) બેઉ હાથ ઊંચા. ૨) બેઉ હાથ નીચા.

રમત ૨ જી ૧) જમણો હાથ ઊંચો. ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ૨) એકથી ઊલટું.

રમત ૩ જી ૧) બેઉ હાથ ઊંચા. ૨) ખભાની સીધી લીટીમાં (મુઠીઓ આકાશ તરફ).

રમત ૪ થી ૧) બેઉ હાથ સામા, ( મુઠીઓ આકાશ તરફ ) ૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં ( મુઠીઓ આકાશ તરફ )

રમત ૫ મી ૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં ( મુઠીઓ આકાશ તરફ ) ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠીઓ ખભાને અડકાડવી

રમત ૬ ઠ્ઠી ૧) બેઉ હાથ સામા મુઠીઓ આકાશ તરફ. ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠીઓ ખભાને અડકાડવી.

**રમત ૭ મી** બે પગ વચ્ચે એક ફૂટનું અંતર રાખવું ૧) બેઉ હાથ જમણી તરફ તીરકસ લંબાવવા. [ ડમ્બેલ્સ ઊભા રહે એવી રીતે. ] આ વખતે ડાબા પગની એડી ઊંચી કરવી. ૨) એકથી ઊલટું.

**રમત ૮ મી** ૧) જમણો હાથ જમણી તરફ તીરકસ લંબાવવો. અને ડાબા હાથની મુઠ્ઠી છાતી આગળ. [ જમણો હાથ ને ડાબો હાથ તીરકસ લીટીમાં રહે તે પ્રમાણે ] એકથી ઊલટું.

**રમત ૯ મી** પગ પહેલાં હતા તેમ.

૧) જમણો હાથ સામો ડમ્બેલ્સ ઉભો રાખવો, ડાબો હાથ પીઠગમ પાછળ ખેંચવો.

૨) એકથી ઊલટું.

**રમત ૧૦ મી** ૧) બેઉ હાથ સામા ડમ્બેલ્સ ઊભા રાખવા. ૨) બેઉ હાથ પાછળ પીઠગમ ખેંચવા [મુઠ્ઠીઓ છાતીના પાસાને અડકેલી રહે એવી રીતે ]

[ જે જે રમતમાં એકથી ઉલટું લખેલું છે ત્યાં એકની સંજ્ઞાથી ઉલટી કૃતિ કરાવવી. ]

# પાઠવાર જોડાક્ષર તથા અઘરા શબ્દો

| | | | | | |
|---|---|---|---|---|---|
| દિવાળી | દિવસ | દરવાજા | લખોટા | નિત્યે | સુરવાળ |
| ઘરેણાં | મુસલમાન | રહયો | કબાટ | જ્ઞાન | લાગ્યો |
| ફટાકડા | અઠવાડીઉં | ચિત્રો | કુતરો | નાહ્યા | લેંઘી |
| લીંપુંપે | વિષે | પાટીઉં | દાડમ | ચિત્ત | ફળીઆ |
| ઉઠયાં | જુમેરાત | ચોકડું | અહીં | પાંસરૂં | પરીક્ષા |
| સંજોરી | ત્રીજો | કસરત | નિશાળીઆ | દાતણ | ત્યારે |
| લુગડાં | શુક્રવાર | બેઠક | શિખામણ | જુઠું | ટોપી |
| નિશાળ | છેલ્લો | ફૂલ | પરોઢીએ | ચિત્ત | મંગાવી |
| ત્રણ | રવિવાર | નકશો | કહયું | ઓઢણી | સાંજે |
| ઘુઘરા | સુરજ | રંગેલા | શિક્ષા | અંગરખી | બદન |
| સાથીઆ | શનિવાર | ખુણામાં | ઇશ્વર | ચિતલી | ચોકખાઈ |
| કોહલા | માંદાં | દશમું | ઓસડ | માંડયું | વિના |
| મુખડું | સૌ | મંડયો | દુખડાં | કર્યાં | લીંબુ |
| ઊર | વરસગાંઠ | ભત્રીજો | ધવરાવે | આસોપાલવ | નારંગી |
| કવિતા | મહીના | [illegible] | [illegible] | પીરસ્યાં | લાડુ |
| ચોકખાં | બાંધ્યો | [illegible] | સંભાળે | હલડીઓ | પાંદડાં |

ગંદવાડ આપ્યાં ફોઇઆત પેટ ચોંઆ વાડકો
ધૂળ ક્યારે દૂધભાઈ ત્યાં બબ્બે ધાણી
રમ્યો અડાડ્યો વહુ પ્રમાણે શાંકરી ચટણી
ડીલ કર્યો ભાણેજ ઉતર્યા વધારેલાં મૂક્યાં
ગંદી બોલાવ્યાં કહેવાઉં સોરાબજી શેતરંજી તૈયાર
ધોવડાવવાં પાનસોપારી કુઓ આવ્યા પાથરણું ખૂબ
ડાઘા પૂછ્યું સર્વે પૂઠે શંભુ જીત્યો
વાદળી નુકસાન છૂટો ચપ્પુ બૂમો ભિખારી
થાભો ધડાધડ સમજ્યો નીકળ્યા પત્થર અપંગ
સઢ ડાહ્યો શીકર ગમ્યો દૂધિ અન્ન
સુંદર દુઃખ હોશિઆર છૈયાં જચ્યું આંધળો
ખંડ ખીજ્યા શાબાશ આણ્યો રસ્તામાં ભુખ્યો
કાંચળી સોળ માથું કાપ્યા હીંચકા દુકાન
મળ્યો ઉપસાંત આંગળી દેશાઈ લંગરી પ્રભુ
બદલામાં ખુંદાય નહિ જીઠાણું મણિ ઉજાસ
રડાવશો ખૂંદે છૂટશે શરમાઇ સિંહ વિધા
દેડકું ઢોર છૂટ્યો મશકરી દૂર ચંદ્ર
ફેંકાફેંકી નક્કી પાઘડી પસ્તાય દાંત અગણિત
પ્રાણી સેળભેળ લહલુ સપડાય કુદકો ભેંસ
દૂધ શાહેર ચટકા ઉંડું પટલાણી ખુંદું

દહીં ઊંધ ઉડાડી મટાડી હાંસીલી બિલાય
શાહજાદી દીલગીર ઉંદર બચ્ચી પહોંચ્યાં કોથળા
બદ્દુઆ હમેશાં મનસુબો વંતાક ઘઉં ચંદ્રમા
રેંટીઓ ઉંદરીઉં તીરથ દાતરડાં ભર્યા દહાડે
તરાક ઉંદરડી આશીશ ચચ્ચાર ઠાલગ્યો અંધારી
અબલા રોટલી સંતાપ દહાડીઆ કુંડાં દરીઆ
કિલ્લો ભોંય ચતુરાઈ વઢાઇ ઉમંગે બેસાડયાં
શાદી ભંડારીઉં સૂઝી ભાથું ઢગલો ઢંકાઇ
ગુસ્સે બિલાડી વિચાર આદુ લણણી મોઢાં
સુલતાન પ્રાણ કુજો બુડે સર્વે ખેંચી
ઘડપણ કુંફાડા પહોંચે કુંવર કુંસા થાક્યાં
કારેલાં ચુસી પિત્તળ શેઠ લક્કડફાડા છોડવા
બિચારા ઇંટવાડો વત્તા કોથળી ચળકાટ દાંડી
ખબરીઓ કણક ટીપ્યો વટાવ્યા કોદાળી મૂળીઉં
તણાઇ સીંચ્યાં ઓળખાવ્યા ઢગલી લાકડાં કોહળા
ઢેફું નળીઆં લુહાર રૂપીઆ બિચારી વચ્ચે
મટોડી ઘાટ ધમણ અડધો ત્રિકોણ ફૂટલી
કાદવ કોઠી તપાવ્યો હજુ ફવારા ડાળાં
સંહી બટ્ટી સમજ્યા અધેલા મધપૂડા પથરાય
પ્યાલા કોડીઆં ખેંચાય કાઢયાં જીલાંછમ બરબચડી

રહેણું ધાતુ તાંબુ બતાવ્યાં ગજગોધા ટટાર
નીતર્યું હથોડા રિપાય કુહાડી શેપ્યાં ખુરસી
ભુકો જતરડામાં જસત મુદ્દર લટકતું પીપળો
ભીમડો ઢીલો ઉંચકી આંગળાં ચિનાઈ મૂળીઆં
ડીટું મોડું સિવાય ઢાંકણાં કઠણ હીંડ
પૂછડી ભુખ્યો ઘુમણ ખાટલા નિરાંતે પેંડા
જીવજંતુ મશરૂ પાટલા જાડબાં હોઠાં વિચાર
તળાવ તુરીઆ શીંગડાં શીખંડ લુચ્ચા પારણું
શાક તૂટી બાસુદી કોહેલું ઝોળી છાપરું
ઘેટું છારા સળેલું ઝાપટી લીલુંછમ ડુંગરા
શિઆળ પાંજરૂં ઘોડીઉં ગલકી ચત્તુંપાટ ચરમાં
માંસ મોભ ચઢયા મજબુત હાંડાં પડીકાં
પુતળી વીટળાઇ સોબત કબુતર હલાવ્યું ગોદડી
તરબુચ ટોળામાં જળકુકડી હળદર ઝુલાવવા ઢુંકાં
ભટકી પીછા નારંગી હાલરડું દોરડાં શોધવા
પોપટ જાંબુડો ફુલડાં ગોટલો કૂદતું કાગડો
પાંગરાં હિંચોળું.



# જાહેર ખબર.

## કિન્ડરગાર્ટન સીસ્ટમ મુજબ. નવાં ધોરણ

**મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો તરફથી બહાર પડેલ**

| | | | |
|---|---|---|---|
| બાળ વર્ગની નોટ | ૦–૧–૬ | સાતમીના અર્થ છપાય છે | ૦– |
| બીજીના અર્થ | ૦–૩–૦ | અંકસંખ્યક્રમૂળાક્ષરકિત્તા | ૦– |
| ત્રીજીના અર્થ | ૦–૪–૦ | પદાર્થ પાઠ ભાગ ૧ લો | ૦– |
| ચોથીના અર્થ | ૦–૬–૦ | પદાર્થ પાઠ ભાગ ૨ જો | ૦– |
| પાંચમીના અર્થ | ૦–૬–૦ | ભૂગોળ પ્રવેશ | ૦– |
| છઠ્ઠીના અર્થ | ૦–૭–૦ | | |

### બુકસો મળવાનાં ઠેકાણાં.

**વડોદરા.** જગંનાથ પ્રભાશંકર પંડિત રાવપુરા
,, મોહનલાલ મનસુખરામ લહેરીપુરા
**નડીઆદ** ન્યુ ગુજરાત બુક ડીપો.
**મુંબાઇ** એન. એમ. ત્રિપાઠી. પ્રિન્સેસરોડ
,, મોતીલાલ મગનલાલ કાલબાદેવીરોડ
**વલસાડ** નરભેરામ ઉમીયાશંકર મેહેતવાડ.
**અમદાવાદ** ચીમનલાલ ચુનીલાલ આસ્તોડીયારોડ
,, મોતીલાલ મગનલાલ રીચીરોડ.
**ભરૂચ** ચોકસી કાલીદાસ અમ્રતલાલ લલુભાઇનો ચકલો
,, ભાઇલાલ છગનલાલ
**સુરત** કસનદાસ નારણદાસ નાણાવટ.
**રાજકોટ.** બેચર મેઘજી બજાર.
**અંકલેશ્વર** રામશંકર ગૌરીશંકર મેવાડા ખડકી.
**કરાંચી.** બુકસેલર લાલજી હરજીવન મહેતા બંદરરોડ.

પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

શાહપોર. } સોલ એજંટ.
**સુરત.** } **શા. મગનલાલ મોતીરામ.**